(b)



શ્રી ઉમિયાય નમઃ

# "ઉકેલ માગતા સામાજીક પ્રશ્નો"

સુનો સુનો યુવાન બંધુઓ, પાટીદારનાં સંતાનો,
જ્ઞાતિગૌરવ ગાથા રચવા, શું કરવું વિચાર કરો -- હો સુનો સુનો
સમાજના ઘણા-ઉકેલ્યા પ્રશ્નો, મનને મુંઝવણમાં મુકતા,
એ સવાલના જવાબ શોધવા, સાથ સૌ તૈયાર રહો -- હો સુનો સુનો
ભલેભલા ભાસાવી બંધુ, શુભ કાર્યોમાં ઝંપલાવો,
સમાજના ઉન્નત કાર્યોમાં, તન-મન-ધનથી સાથ દીયો - હો સુનો
કન્યાની કેળવણી ક્ષેત્રે, આંખ મીંચોણાં વરતાયે,
પુત્ર-પુત્રીના અભ્યાસ ક્ષેત્રે, ભેદભાવ આ શા માટે? (૨) - એ સવાલ
શિક્ષિત બહેનો ઘુંઘટ ઓઢે, નીજ પ્રતિભાને ગુંગળાવે,
ચાલાચાલ આ રૂઢિચુસ્તતા, માન્ય કરાતી શા માટે? (૨) - એ સવાલ
છુટાછેડા સ્હેજે થઈ જાતા, ઘર ખુણે એ ઘર ભાંગે,
બે ગલદેરા સ્વાર્થ પોષવા, હીણા કર્મ કરે શા માટે? (૨) - એ સવાલ
કન્યાનાં વેચાણ થતાં જેમ ગાય વેંચાય કસાઈ ઘરે,
દલાલનો એ ધીખતો ધંધો, હજુ સાંખવો શા માટે? (૨) - એ સવાલ
સંપ્રદાય એકે સતપંથ ચાલે, હિન્દુ સંસ્કૃતિથી અલગ જણાયે,
સમાજનો એ ઠરાવ અઢારનું, ઉલ્લંઘન કરતા શા માટે? (૨) - એ સવાલ
આગેવાન સતપંથી જે એવા, નીજ સ્વજનના મૃત્યુવેળા,
દફન ક્રિયા સિદ્ધાંતને ભૂલી, અગ્નિદાહ કરે શા માટે? (૨) - એ સવાલ
વિત્ત સ્વાર્થી કોઈ માનવ ભૂલ્યા, સમજે પણ અણસમજુ બનતા,
જાગ્યા ત્યાંથી સવાર ગણો, એ સૂત્ર વિસરતા શા માટે? (૨) - એ સવાલ
ધર્મ સનાતન પાટીદારનો, ઓધવરામજી સમજાવે,
ધર્મ વિઘ્નમાં લાગે તેવો, સંપ્રદાય એ શા માટે? (૨) - એ સવાલ
નારાયણ રામજી બહુ ઝઝુમ્યા, ધર્મ ભૂલી જ્ઞાતિ માટે
કંઈક વર્ષો વહી ગયાં પણ, આશા અધુરી શા માટે? (૨) - એ સવાલ
જટીલ પ્રશ્નોના ઉત્તર શોધવા, દોસ્તો મળજો એકે સાથે,
નવચેતનીયાની દાઝ હૃદયની, ઉકેલવી ના શા માટે? (૨)
- એ સવાલનો જવાબ શોધવા ---

- - - - - - -

રચયિતા:
શ્રી અખેરામ વાલજી પટેલ
કલકત્તા.